શ્રી ગણેશાય નમઃ.

# શ્રી વિશ્વ વિનોદ નાટક કંપની.

उत्तिष्ठ ? जाग्रत ? प्राप्य वरान्निबोधत !

ઉઠો ! જાગ્રત થાઓ ! કર્મવીર બનો !

સ્વદેશાભણી

# વીર છત્રસાલ

નાટકના ગાયનો

છપાવી પ્રસિદ્ધ કરનાર

વિશ્વ વિનોદ નાટક કંપનીના માલેકો.

મેનેજર.—

મયાશંકર રેવાશંકર મહેતા.

વીરમગામ,

વીરમગામ ધી ન્યુ પ્રીન્ટીંગ પ્રેસમાં

શા. સકરલાલ માણેકલાલે છાપ્યું.

આવૃત્તિ ૧ લી     પ્રત ૧૦૦૦.

સને ૧૯૨૩.



કીમત ત્રણ આના.

## મુખ્ય પાત્રો

છત્રસાલ—ચંપતરાયનો પ્રતાપી પુત્ર મહોબાનો યુવરાજ.
ઉદયપતિરાય—શુભાકરણનો દેશભકતપુત્ર સાગરનો યુવરાજ.
ચંપતરાય—મહોબાનો શુરવીર રાજા.
શુભાકરણ—સાગરનો રાજા
કંચુકીરાય—ધારીરનો ભીરૂ રાજા.
પ્રાણનાથપ્રભુ—સ્વદેશભકત તપસ્વી પ્રણામી પન્નાના ધર્મ ગુરૂ.
આલમગીર—દીલ્લીનો સામ્રાટ
રણદુલ્લાખાન—મોગલ સેનાપતિ
જીવોભાઈ—ઠાસાપુરનો પટેલ ને ચમેલીનો ધણી
ભગલો—ઠાસાપુરનો હજામ પટેલના ઘરનુ કામકાજ કરનાર.
ગોર—થપડપુરનો ભણેલો બ્રાહ્મણ

## સ્ત્રી પાત્રો.

વિજયા—ધારીરની રાજકુમારી છત્રસાલની પત્ની
નિર્મળા—પુરૂષ વેશમા વિમળદેવના નામથી છુપાયેલી હીરા દેવીની પુત્રી
હીરાદેવી—ઓરછાની કાવત્રા ખોર રાણી, નિર્મળાની માતા.
આયેષાં—(લલીતા) શુભાકરણની બ્હેન ઈંદ્રાદેવીના કપટથી આલમગીરની બનેલી બેગમ.
બદ્રુન્નિસા—આલમગીર આયેષાની પુત્રી
ચમેલી—જીવાભાઈની પરણેલી છટેલી સ્ત્રી.
રોશનઆરા—આલમગીરની ક્રુર બ્હેન

તે સીવાય દાસ, દાસી, મોગલ સૈન્ય, બુંદેલ સૈન્ય, વિગેરે વિગેરે

શ્રી પરમાત્મા નમઃ

# …દેશમણી વીર છત્રસાલ.

## નાટકની પ્રવેશવાર ટુંક હકીકત.

## અંક ૧ લો.

### પ્રારંભપ્રાર્થના—વસ્તુસુચન.

**પ્રવેશ ૧ લોઃ—ગિરિકંદરામાંઆવેલુંવિંધ્યવાસિની દેવીનું૰-**

મંદિર વિંધ્યવાસિની દેવીના દર્શનાર્થે નીકળેલા ધારની રાજકુમારી વિજયા અને ઓરછાના રાજકુમાર વિમલદેવના દેશની થતી દુર્દશા સબંધી વિચાર. દેવી મંદિરના વિધ્વંસ માટે આવેલા મોગલ સેનાપતિ રણદુલ્લા-ખાનનું બન્ને બાલકો ઉપર આક્રમણ બાદ છત્રસાલ તથા દલ તિરાયના અચાનક આવી ચડવાથી તેનો બચાવ. રણદુલ્લાખાન કેદ બાદ દેવીનો વાર્ષિક મહોત્સવ હોવાથી બુંદેલખંડના રાજારાણીનું આગમન ધર્મગુરૂ પ્રાણનાથપ્રભુનો દરેકને સદુપદેશ ઓરછાની રાણી હીરાદેવીનો ચંપતરાય તથા છત્રસાલ ઉપર દ્વેષ બાદ દેવી પૂજન છત્રસાલના હાથથી ભાવિ દેશોદ્ધાર સૂચન

**પ્રવેશ ૨ જો હીરા દેવીની છાવણી.**

ચંપતરાયના ઉપર દ્વેષ બુદ્ધિને લીધે પોતાના પક્ષમા લીધેલા સાગરના રાજા શુભાકરણને હીરાદેવીની ઉશ્કેરણી. પિતાપુત્ર વચ્ચે ઝેર રેડાવી દેશભક્ત પુત્ર દલપતિનો ત્યાગ કરાવવા રણદુલ્લાના કેદ થવાથી હીરાનો ચંપતરાય ઉપર ક્રોધ તથા તેનું વેર લેવાનો નિશ્ચય

**પ્રવેશ ૩ જો—મદનસાગર સરોવર.**

વિજયા તથા વિમલદેવનુ સખીઓ સહિત મદનસાગર ઉપર સહેલ કરવા આવવુ સ્ત્રી સૌન્દર્ય ઉપર મુગ્ધ થયેલા વિમળદેવે પણ સ્ત્રી સ્વાંગ ધરી વિજયા સાથે નાવમા

બેસી જલ-ક્રીડા કરવા જવુ પિતાથી ત્યજાયેલા દલપતિને આશ્વાસન આપતા છત્રસાલ લઈ સરોવર ઉપર ફરવા આવવું બાદ દુરથી કોઈ નાવ ડુબતુ જોઇ બન્નેયે તેની મદદમા જવું વિજયા તથા વિમલદેવના બચાવ કરી કિનારે આવવું વિજયા તથા છત્રસાલ વચ્ચે પ્રણયબધન સ્ત્રી સ્વાગ ધરેલ વિમલદેવ ઉપર દલપતિનો મોહ. બાદ વિજયાયે ભેદ ખોલી નાખી તેને બનાવવો દલપતિનુ શરમાઈ જવુ.

**પ્રવેશ ૪ થો કોમીક**

ઠોસાપુરના ગોરનું પોતાના યજમાન પેથાભાઈની પુત્રી ચબેલીના લગ્ન કરવા માટે આવવુ તેવામા થપડપુરના પટેલ જીવાભાઇ અબાભાઇએ વાઢાનો વિલાપ કરતું આવવું બનેનો મેળાપ વાતચીત કર્યાબાદ જીવાભાઈનું સગપણ નકી થાય છે આનદમા જીવાભાઈ ભગલા હજામને ગોળધાણા માટે બજારમા મોકલે છે અને ઘેર આનદ મગળ કરાવે છે.

**પ્રવેશ ૫ મો મી ! બજાર ?**

આલમગીરની બીમારી પર આયેષા બેગમના કરૂણોદ્ગાર કોઈ હકીમધારા આલમગીરને કાતીલ ઝેર આપી ઠાર કરવાના રોશનઆરાના વિચાર છત્રસાલ તથા આયેષાની મુલાકાત શહેનશાહના બચાવ માટે મદદ કરવાની છત્રસાલ પાસે યાચના જીદગીના ભોગે પણ મોગલ સમ્રાટને બચાવવાને છત્રસાલને નિર્ધાર છત્રસાલની શોધમા નીકળેલા દલપતિને બદુર્ગાસાથે પ્રણયસૂચક તલવારની ભેટ આપવી

**પ્રવેશ ૬ ઠ્ઠો કોમીક.**

જીવાભાઇ પટેલની નવી પરણેલી ચબેલી પોતે ફેશનદાર હોઇ ગામડીઆ જીવાભાઇ માટે ખેદ કરે છે તથા આવો ગમાર ધણી મળ્યો તેના માટે પોતાના માબાપ તથા ગોરને ધીક્કારે છે અને પોતાના લાયક યાર ગોતવા માટે ભગલા હજામને મળી ગોઠવણ કરે છે ત્યારબાદ હર્ષ

ઘેલો જીવોભાઈ આવે છે અને વચ્ચે વાદવીવાદ ત્યારબાદ જીવાભાઈને ચઢેલી ફેશનનું ભાન કરાવે છે ત્યારબાદ બનેનાસામણા મનામણા

**પ્રવેશ ૭ મો—દિવાનેઆમ.**

આઝીમશાહને આગળ કરી રાશનઆરાનુ દિવાને-આમમા આવવુ અને આલમગીરના મરણના ખોટા સમાચાર આપી રાજસત્તા પોતાના હાથમા લેવી બાદ આલમગીરને સાથે લઇ છત્રસાલનુ દિવાનેઆમમા પ્રવેશવું. રોશન આરાનુ લજ્જીત મુખે પાછા ચલ્યા જવુ આલમગીરે પોતાના પ્રાણ બચાવવા ખાતર કરેલા ઉપકારના બદલામા ઇચ્છીત વસ્તુ માગવાનુ છત્રસાલને ફર્માન કરવુ છત્રસાલે પોતાની માતૃભૂમિ બુદેલખડને સ્વતત્ર બનાવી સ્વરાજ આપવાની માગણી કરવી બેવચની બાદશાહે તે માગણીનો અનાદર કરી ચપતરાય તથા છત્રસાલને કેદ કરવાનો હુકમ ફરમાવવો પરાક્રમી પીતા પુત્રે બાદશાહને હાથતાલી આપી ભરસભામાથી વિરતા પૂર્વક ચાલ્યા જવુ.

**અક બીજો.**

**પ્રવેશ ૧ લો —પ્રાણનાથનો આશ્રમ.**

દીલ્લી દરબારમા બનેલા બનાવથી છત્રસાલે પ્રાણનથને વાકેફ કરવા હવે બિક્ષનહેી કરવાથી સ્વરાજ નહિ મળે માટે ચિન્તાપુર્વક ધર્મયુદ્ધ કરી સ્વદેશસ્વાતત્ર્ય મેળવવાનો છત્રસાલનો દ્રઢ નિશ્ચય. પ્રાણનાથની સમતી

**પ્રવેશ ૨ જો.—યમુનાતીર.**

દલપતિના પ્રેમમા અનુરક્ત થયેલી બદ્રનીસાના આત્મગત્ ઉદ્ગાર. દલપતિનુ આગમન દ્રષ્ટોદ્રષ્ટ ભેટ કરેલી તલવારની યાદ પ્રેમની માગણી સ્વદેશસ્વાતત્ર્ય મેળવ્યા સિવાય બ્રહ્મચર્યવૃત ધારણ કરી રાખવાનો દલપતિનો સત્યાગ્રહ બુદેલખડને સ્વરાજ્ય અપાવ્વા માટે પોતાથી બનતી મદદ કરવા બદ્રનીસાએ દલપતિને વચન આપવુ. પ્રણયસ્વિકાર.

**પ્રવેશ ૩ જો—હીરાદેવીનો મહાલય.**

ચંપતરાયને બીજબાની આપી તેને ઝેર દઈ મારી નાખવાની હીરાની પ્રપંચ જાળ વિજયાયે હીરાના કપટયંત્રથી ચંપતરાય તથા છત્રસાલને જાણીતા કરવા. ઉપકારના બદલામા છત્રસાલના પ્રેમની માગણી સ્વીકાર

**પ્રવેશ ૪ થો—આલમગીરનો પ્રમોદોદ્યાન.**

દલપતિના પ્રેમમા મુગ્ધ થયેલી બદ્રુન્નીસા પુત્રાપ્રેમથી આલમગીરનુ હૃદય આકર્ષી બુદેલખંડની સ્વતંત્રતાનો પટો લખ ... અચાનક કંચુકીરાયની સાથે રોશનઆરાયે આવી ... શહેનશાહને ઉશ્કેરી પટો રદ કરાવવો, ... તથા બદ્રુન્નીસાનું દીલગીર થવુ બાદ બદ્રુન્નીસાનું દલપતિ ... ના પ્રેમના આવેશમા મહાલય તજી પલાયન થવુ.

**પ્રવેશ ૫ મો કોમીક.**

ભાગલો હજામ ચંબેલી માટે બાદશાહના સેનાપતિ રણદુલા ... તરીકે લાવે છે ચંબેલીએ ખુશી થઈ ... કરવો રણદુલા તથા ચંબેલીનો ખાનગી ... તેવામા જીવાભાઇનુ આવવુ અને બનેને શીક્ષા પાછળથી ... ચારિત્રથી કુસાઈ જીવાભાઇએ તેના પાસે માફી માગવી અને ગામડીઓ હોઇ રણદુલાની મશ્કરી કરે છે ચંબેલા તેને ભડાવે રણદુલાનુ જવુ અને પાછળથી સુધરેલી ચંબેલી માટે પસ્તાવો.

**પ્રવેશ ૬ ઠો-હીરાદેવીનો મહાલય.**

વિજળાદેવ નારી ધારણ કરી પુરૂષ વેશમા રાખેલી પણ જ... ની સા વિજળાદેવીના સ્ત્રીસ્વાંગ ધારણ કરી વિરાજમાન, બાદ દલપતિનુ અચાનક આવી ચઢવુ. વિજળાની સુઝવણ સર્વ ભેદ ખોલી દેવો દલપતિના પ્રેમની માગણી કરવો દલપતિયે તેનો માગણીનો સ્વીકાર કરવો કંચુકીરાયે આવી રણદુલ્લાની બુદેલખંડ ઉપર ચઢાઈ ક... ના હીરાદેવીને સમાચાર આપવા હીરાનું ... વિજયાને રણદુલ્લા સાથે પરણાવી પોતાના ઉપર આવી પડેલા આફત દૂર કરવા કંચુકીને સમજાવવો બાદ

પોતે કરેલી પ્રતિજ્ઞાથી અકળાતા શુભાકરણે આવી હીરા પાસે પોતાની બેન સબંધી ખુલાસો માગવો, તથા ઉશ્કેરાઇ હીરાને મારી નાખવા ધસવુ અચાનક ત્યા આવી ચડેલી અર્જુનીમાને તેની બેનનું ભૂત જણાવી હીરાનું પલાયન થવુ અર્જુનીમાને જોતા પોતાની બેન લલીતાનું સ્મરણ થતા તેના પાસે તેની માતાની ઓળખાણ માગી અર્જુની મુદ્રિકા લઇ શુભાકરણનુ અર્જુની માતા પાસે શકા સમાધાન કરવા દીલ્હી જવુ કુલપતિ ભદ્ર પુનઃશીલના વિલાસનો ભદ્રને જોવાની ઇર્ષા,

**પ્રવેશ ૭ મો–કોમીક.**

જીવાભાઇએ ભગલાને સાથે લઇ સમજાવવો કે રણછોડ માના ઘરે શા માટે આવે છે પરતુ ભગલો સાચુ કહેતો નથી જેથી ભગલાને દારૂની લાલચ આપી ધમકાવી તેની પાસેથી બાતમી લીએ છે અને આ કાર્યમા સામેલ થયો તેના માટે શક્ષા આપી રવાના કરે છે ત્યારબાદ સામેથા ચબેલીને આવતી જોઇ પોતે છુપાઇ તેની ચર્ચા જુવે છે ગાનની હદ બેની ચબેલી રણછોડને યાગ કરે છે તેવામા રણછોડ ત્યા પોતે ચબેલીને ભેટે છે ચબેલી ભોંઠી પડે છે બને વાર્તાવિનોદ થાતા છેવટે જીવાભાઇને વિશ્વાસ આવે તેનલી માટે આ ચરિત્તથી માફી માગે છે પાછળથી રણછોડનુ આવવુ પટેલને જોઇ ભાગવુને ચબેલીને પટેલે ધમકાવવી

**પ્રવેશ ૮ મો આલમગીરનુ અતપુર.**

આત્રેપા અને સુભાકરણોની મુલાકાત, ઓળખાણ. ભેદ ખુલ્લો થવો બાદ બાદશાહની રજા લઇ આયેષાનુ પોતાના ભાઇ સાથે બુદેલખડ જવુ

**પ્રવેશ ૯ મો–મોહબાનુ રણક્ષેત્ર.**

હીરાદેવી તથા દેશદ્રોહી બુન્દેલા સાથે ચપતરાયનુ વિજયા, વિલાસનો ભયકર સમાચાર હીરાનુ ચપતરાયને દગાથી મારી પલાયન થવુ અચાનક લલીતા સાથે સુભાકરણનુ રણક્ષેત્રમા આવી પહોંચવુ. ભેદનો ખુલાસો ચપતરાયના ક્ષમા માગવી છત્રસાલના સાથે રડી દેશયજ્ઞમા

ઝંપલાવાની સુબાકરણ ભિષણ પ્રતિજ્ઞા. બાદ મુગલ સૈન્ય લઈ હીરાનું ફરીથી રણક્ષેત્રમાં આવવું. ભયંકર યુદ્ધ હીરાએ નાશી જઈ મહોબાના કિલ્લાનો સુરંગથી નાશ કરવો રણદુલ્લાનો પરાજય. સ્વાતંત્ર્યઝુંડો લઈ બહુલિઆનું રણમા નિર્ભયતાથી ઝુમવું.

ટેબ્લો.

## અંક ત્રીજો.

### પ્રવેશ ૧ લો—પ્રાણનાથનો આશ્રમ.

ચંપતરાયના મરણથી બુંદેલખંડના ભાવિ સંકટની સમાલોચના કરતા પ્રાણનાથ પ્રભુના આશ્રમમાં બહુલીઆનું આગમન બુંદેલ સ્વાતંત્ર્ય માટે પ્રયાસ કરતા છત્રસાલ સંબંધી સમાચાર દલપતિએ આવીને આપવા મહાયજ્ઞની તૈયારી શાસ્ત્ર સમાજ, અને દેશકાળને અનુસરી દલપતિ અને પ્રેમ સંબંધી પ્રાણનાથપ્રભુની યુક્તિપૂર્વક ચર્ચા.

### પ્રવેશ ૨ જો હીરાદેવીનો દરબાર.

બુંદેલના રજવાડાને એકત્ર કરી મુગલસત્તા સ્થાપન કરવા તથા જન્મભુમિનું નીકંદન કાઢવાની હીરાની નીચ ધારણા. અરસપરસમા વિખવાદ દરેકની છત્રસાલ પ્રત્યે સહાનુભુતી હીરાની રાજનિતીનો તીરસ્કાર છત્રસાલનું આગમન. મોગલ પ્રતિનીધિને દરબારમાથી કાઢી મુકવો હીરાનુ ગુસ્સો આયેષા સાથે સુબાકરણનુ આવવું હીરાનુ ગભરાવવુ આયેષાં ઉપર તહોમતનો ખુલાસો સુબાકરણનુ હીરાને મારી નાખવા ધસવુ સ્વહસ્તેજ હીરાની જીંદગીનો અંત છત્રસાલને બુંદેલખંડનો નેતા બનાવી સર્વ રાજાઓનો મુગલ સૈન્ય ઉપર આક્રમણનો નિશ્ચય.

### પ્રવેશ ૩ જો રાજમાર્ગ.

વિજયા વિમલા છત્રસાલની સાથે સ્વાધીનતાના યજ્ઞમાં ઝંપલાવવા પુરૂષ વેશમાં છત્રસાલ તથા દલપતિ પાસે આવે છે છત્રસાલ તેની માગણી સ્વીકારે છે. બાદ ચત્રભુજ મંદિરનો નાશ કરવા આવેલા રણદુલ્લાના આક્રમણના પ્રાણનાથે આવી સમાચાર આપવા. સર્વનુ મંદિરના બચાવ અર્થે જવુ.

પ્રવેશ ૪ થો ઝાંપીક

જીવાબાઈનો પશ્ચાતાપ કેમ કે પેતેથી પોતાની ચ'બેલી પર ધાક નહિ રાખવાથી તે વહી ભગલાને લઈ રવાના થઇ ગઈ છે તેની તપાસ માટે નીકળવુ. સામેથી ચંબેલી તથા ભગલાને જોઇ છુપાવુ ચબેલી તથા ભગલાનો વિનોદ બાદ બનેએ આરામ લેવો ભગલાને ચબેલીના સુઈ ગયા બાદ તેનુ ખુન કરી દાગીના લઇ પલાર થવાનો નિશ્ચય કરવો ખુન કરતા જીવાબાઇએ તેને પકડવો આજીજી કરી જીવાબાઈના વખાણ કરી છુ'વુ તેટલામાં દલપતિરાયનુ આવવુ અને રાજ્યમા ખટપટ કર્યા બદલ ભગલાને શીક્ષા ચબેલીને શીખામણ અને પહેલે ચ'બેલીને શીખામણ દેવી અને ત્યારબાર તમામનુ રવાના થવુ

પ્રવેશ ૫ મો- ચત્રભુજનુ મદિર.

પ્રાણનાથ પ્રભુના ગુરૂ નીચે બાખાદેશના પ્રજા જનોની જાગૃતી દેશ, ભૂમિ, અને ધર્મની રક્ષા વાસ્તે પ્રાણાર્પણ કરવાની પ્રજાની ઉત્કંઠા સૈન્ય સહીત અબ્દુલ્લાનું મદિરના નાશ માટે આવવુ પ્રજાનો સત્યાગ્રહ પ્રાણનાથનુ અડગ આત્મબળ છત્રસાલની અધ્યક્ષતા નીચે બુંદેલ સૈન્યનુ મોગલ સૈન્ય ઉપર આક્રમણ મોગલ સેનાનો પરાજય બાદ બર્દુનિસાના હુકમથી અબ્દુલ્લાખાનનું બુંદેલખંડની સરહદ છોડી દીલ્હી ચાલ્યા જવું

સીન ટ્રાન્સફર

મહોબાનો દરબાર દેશ દ્રોહીનો નાશ કરી મોગલ સેનાનો પરાજય કરી છત્રસાલે માતૃભુમિની સ્વાધીનતા પ્રાપ્ત કરવી આલમગીર બુંદેલખંડની સ્વતંત્રતાનો પટો છત્રસાલ ઉપર મોકલી તેને તે દેશનો સ્વતંત્ર રાજા તરીકે કબુલ કરે છે વિજયા છત્રસાલ તથા વીમલા દલપતિનો હસ્તમેળાપ બર્દુનિસાનો અડગ બ્રહ્મચર્યવ્રત ધરી જીવનભર દલપતિની સેવા કરવાનો દ્રઢ નિશ્ચય. પ્રાણનાથ તથા આચાર્યાની સમતિ.

અંતિમ આનંદ

એક નિશસ્ત્રાના અડગ આત્મબળથી આખો દેશ સ્વતંત્રતાના સ્વર્ગીય વાતાવરણમા વિહાર કરે છે તેવીજ સ્વાધિનતા ભગવન ભારત વર્ષને અર્પે ! ! !

ૐ . શાન્તિ ... ...શાન્તિ ...શાન્તિ .

શ્રી પરમેશ્વરાય નમઃ

# સ્વદેશમણી વીર છત્રસાલ નાટકના ગાયનો

## મંગલાચરણ.

વન્દુ વિભુ વિશ્વાધાર
વિશ્વ નાટય સુત્રધાર ! !
જ્યોતિ જગાવ ! તમસ તજાવ !
સત્ય પંથ સરલ બતાવ !
સંપ સ્વસ્તિ શાન્તિ સ્થાપ !
યાચે એ વિભુ તુજ બાલ ! ! વંન્દુ.

**આર્યબાળા--** ૨

એક શ્રીહરીના બાળક માતુશ્રીના
સંતાન સુહાતા જુદાં ન જણાતાં
સંપ તણા સુત્રે રહ્યા છે રાચી હા--એક
પારસી ખ્રીસ્તી આર્ય રાહ રાચી સદા
એક ફુલવાડીના સોહે નવરંગના સુમન આ
જનની પ્રસાદે બન્યુ છે જીવન આ
પ્રતિ ઉપકારે જીવન તુ ચરણમાં--એક

**વિજયા--** ૩

જનની ત્યાગ કુળ શા સંભારીયે હાં
જે જનનીના કુંવર આ છે બોલ્યા શ્યામ શ્રીરામ
વ્યાસ વાલ્મીકી ગૌતમ ભીષ્મ આ રૂષિવર સદ્ગુણવાન-જનની
જે માતાના ખોળે સતીઓ સાવિત્રી સીતાજી
સુત પુનેત સૈ દ્રોણ શ્રી ધ્રુવ પ્રહ્લાદ રમ્યાંજી-જનની
તે આજ દીન હીન દુઃખભાગી પાપી હસ્તે પીડાતી
જોતા નયને રૂધીર વ્હેતા કાયા આ કપાતી--જનની

**સર્વ રાજાઓ--** ૪

દેવી વિધવાઓની કલ્યાણી માત
ભારત સાહુકાર સ્વધર્મે નિર્ભયના વર અર્પી કર્મે
અશરણશરણ ચરણ તુજ બાળ--દેવી
જન્મભુમિ દુઃખથી બચાવો ! સંપ સ્વતંત્રતાની દીપ્તિ જગાવો
ટાળી મોહ પ્રગટાવ સુધાનુ પ્રભાત—દેવી

૧૦૯૯૭૮



**હીરાદેવી--** ૫

તોડું હું અતુલીત બળ કરીને છળ તુજ અભિમાન—
મુળથી ઉખાડુ મહોબા મોડું મદ ઉતારૂ ગુમાન-તોડું
કરે પન્નગપતિ વિહગ શું વેર ભારે
મુષક માજાર રારે મેડકે માતંગ હારે
કરૂ બેહાલ હું કપટથી ભુલાવુ ભાન—તોડું

**વિજયા અને સખીઓ—** ૬

રસ ભર્યું સરસ સર શોભતું રે,
નીર તેને તે રમવાને ચાલ, સખી વ્હાલમા !
ખીલી સંધ્યા સોહાગણી કુંજમાંરે,
ચંદ્રિકા વરસાવે અમીધાર, સખી ન્યાળતા !
વિશાળ કુમુદ દળ ખીલીયારે,
જાણે નાની મુખ પંકજ રસાળ, સખી ન્યાળતા !
તન રાનના તાપ સમાવતીરે,
બેસી કોકીલા વસંતે તરૂ ડાળ, સખી ન્યાળતા !
તેમ આપણે પીશું પ્રેમના અમીરે,
લેશું નણદલાના વીર સંગ લ્હાવ સખી વ્હાલમા
—રસભર્યું

**સખીઓ--** ૭

વાહ અલબેલી બની નવેલી !!
રતિ સમ હેલી મનહરતી !
ગજગમની તું હો મૃગનયની !!
નયનશરે રખે નર વિંધતી !

**વિમલદેવ--**

અહા !સખી શી સ્ત્રી સુંદરતા રતિગુણ ગીતા રંગભરી !
છે સાર જગતનો બીજ ખરી !!

**સખી—**

શ્રીપતિ વીણ શ્રી ક્યાય રહીના ! બ્રહ્મા વિણ સાવિત્રી નહિ !
નવ પ્રભા ચંદ્ર વીણ ક્યાય રહી!!

**વિમળદેવ--**

પાર્વતી વીણ શીવ યોગી સરખા!ભામા વીણ નર ભોગી નહિં!
સંસાર તરે નર નાર થકી!--વાહ!

વિજયા— ૯

સુમન છે. સ્નેહના હો રાજ
પ્રણયગુણગાન ફુલે ગુંથી માળ,

વિમળદેવ—

અદ્ભુત ઉરના સનમાન
સ્વીકારો મનગમતા મ્હેમાન.

છત્રસાલ—

મધુર વાણી અમૃત સમ મીઠી સ્નેહભરી રસમાળ,

વિજયા—

રાજ રસિક મમ હૃદય મંદિરના દેવ, ધરો ફુલમાળ-સુમ.

દલપતિ—

નેહ ઝળકતો નમણો નયને રમણીય રમણી રસાળ.

વિમળદેવ—

સ્નેહીઓના રસરાજ અતિથિ, અર્પું આ વરમાળ.-સુમન.

જીવો— ૯

બળયું આ વાઢા કેરૂ જીવતર ભગવાનીઆ
બળયું આ વાઢા કેરો અવતાર
વાઢાનો વીશ્વાસ કરી કોઇ આપે ના ઘર ફરવા,
સગુ વ્હાલું સહકુટમી કોઇ આવેના ભેરૂ મળવા બળયું
હાથે રાંધવા હાથે ઘડવા હાથે વાસીદા કરવા,
પૈસા દેતા વિશ્વાસ કરી કોઇ આવેના પાણી ભરવા
આવેના દાણા દળવા
સવારે ઉઠી ખેતર જાવા હળને ખાંધે ધરવા
વાઢા મનમા વચાર કરે કે હવે ભાતા શાના કરવા-બળયું

આયેષા— ૧૦

વિપદ્ વિદાર દેવી વિંધ્યવાસીની તાર
રીબાતી તુજ દ્વાર આવી છું હું માત,
અબળ બનીને યાચુ શરણુ ઉતારો પાર
ઉગારો કરો વ્હાર દીનની હે માત-વિપદ્.
જીવન રોશન મુજ ક્ષીણ શુ કરશે હાય,
હણાતી રક્ષો સ્હાય આપોને હે માત-વિપદ્

આચેવાં— ૧૧

જેણે કરી રક્ષા શ્રી દ્રુપદ સુતા તણી
રક્ષા કરી વળી એ સતિના સૌભાગ્યની
શ્રીકૃષ્ણ રૂપે વીર ક્ષત્રી શીર મુગટ મણી
જાણી તને હુ બ્હેન અર્પુ સુત્ર રાખડી
રક્ષાસુત્ર ધરી કરમા વરજો વિજય વર વીરા.

નિજ જન્મભૂમિ વૃત ધારી, વીરધર્મે ધરા ધ્રુજાવી
જનનીનુ દુખ દીપાવો, સત્યાગ્રહી ! બનો પુરા
સ્વાશ્રયે સદા દ્રઢ રહેવું, દેશહીત કાજ દુ ખ સ્હેવું;
ભુલી ભેદ આત્મબળ ધરી, એ વીર પ્રતિજ્ઞા શુરા.
દેશદાઝ વીર ! ઉર ધરજો, દીન હીન્દ તણી સ્હાય કરજો
દેશે વિજય મહાદેવી, આશીષ અર્પુ વીરા.—રક્ષાસુત્ર.

ચ બેલી— ૧૨

હવે નો મુબઈથી મોટર મગાવીશુ (૨)
રઝીલા સાથે ફરવા બગીચે જાશું
ગુલાબ મોગરાની વેણીયો ગુથાવીશું–(૨)
પહરી ઓઢી ફરવા જાશુ લટકતી ચાલ ચાલી,
મળ્યો નહી મોહન માળી ખીલી ફુલ કળીયો સારી
ભેટુ જઇ યારને હું હષથી અપાર—હવે.

ચ બેલી તથા જીવાભાઈ– ૧૩

શાને લીયો સાંઈજાન અબોલડા શાને લીયોરે
તમારે માટે વ્હાલી ભેસ મગાવુ
ખવરાવુ દુધ દહી છાસ.
પીટયા કહેતો હતો કે મારે છે રૂપીયાના ઢગલા,
તારા ઘરમા આવી જોઉંતો છે ઠીકરાના ઢગલા,
હા, હા, ઢગલા પીટયા ભગલા—શાને
મને સાડી સુદર લાવી આપો વ્હાલા સ્વામીનાથ,
પહેરી શોખથી હુ ફરવા જાઉ શોખીનોની સાથ;
તને સારૂ લાત તારો ભુલાવી દઉ ઠાઠ
તને રૂપીયા આપુ પાચ સાડી લાવી આપું આજે
મને પ્રેમે ભેટો પતીરાજ —અબોલડા.

**શારંગના—** ૧૪

મેં બાલી ભોલી કો સૈયાં દુ:ખ દે ગયો,
સૈયા દુ:ખ દે ગયો નહિ કછુ લે ગયો—મેં બાલી.
ગલીયનમેં કુંજમેં પરીમલ પુંજમેં,
આવી અચાનક નટ્‌ટ નીડર ભયો—સય
કુસલાયકે સરમાયકે બહેલાયકે દીલકી કલી,
ચલચલ સખી તોહે દેઉ કછુ કાંઈ લે ગયો દુરઘટ ગલી.
પ્રીરતો નહિ તનકી રહી સુધ બુધ કહુ કૈસે આલી
દુશીઆર હું ઇજગમેં એકલો ડગર પસ્તાઈ ગઇ—ગલી.
ચતુરો ચકોર ચોર કરસેં સરકગયો—મંય.

## અંક ૨ જો.

**ભાણુનાથ પ્રભુ—** ૧૫

કરૂણા કર કીર્તાર, જગત્રાતા વિનતી ઉરે હવે ધાર
આપ કૃપા વિણુ જન્મભુમિ પર ઉપજે છે બહુ ત્રાસ
દીન દુભાતા અશ્રુ રીબાતાં, બળીયાથી તુ બચાવ
—જગત્રાતા
ધર્મની ગ્લાની થાતા ધરાપર ઉપજે છે પરિતાપ
અભય દઈ બુદ્દેલ બાળકને, ભક્તવત્સલ તુ કહાવ
—જગત્રાતા.

**છત્રસાલ—** ૧૬

ભિક્ષાવૃત્તિ હવે ત્યાગી ગુરૂત્રાતા! સ્વાલંબન દ્રઢ ધારૂં રે
હવે સ્વાલંબન દ્રઢ ધારૂં ! !
સમરાંગણે વીર ધર્મ કરી જન્મભૂમિ સમ તારૂં
સ્વદેશસેવા શૌર્ય ઉછળતું, આત્માર્પણ હું વિચારૂ—રેશુ

**ભાણુનાથ—**
ધન્ય જગ વીર જન્મ્યો જેણે દેશ દાઝ દીલ ધારી

**છત્રસાલ—**
બરસ હુટે જન લાખો જેની તે મૃત્યુ કલ્યાણકારી—રેશુ

**ભાણુનાથ—**
નથી રહેવા નિત્ય દાસ સજ્યા તમે પરાધીનના દુ:ખકારી

છત્રસાલ—

દેશહિતે ગુરૂ આજ્ઞા આપો વરૂં કીર્તી શત્રુ વિહારી-રેગુરૂ

પ્રાણનાથ—

માતૃવેદીમા પ્રાણ અર્પીને વિજય માળ વર ભારી

છત્રસાલ—

જનની જન્મભુમિ ગરીયાસી છે સ્વર્ગ થકી સુખકારી-રેગુરૂ

ભાર્ગુસિહા— ૧૭

રાજ સુંદર સોહાગી ઝઝ્યા કાન્ત મુજને
ઉર કુમળ માળ ધારી ના વિસારસો મને-રાજ
પિયુ મમ કર્મવીર બની ! નીજ દેશ હીત ઉર ધરી
પરિમલ પ્રેમનો ભરી ! અનુપમ કાન્તને વરી
પળજો પ્રિયુ ઉલ્લાસે
સ્નેહભીના રસાળીનાં સુહાવો શ્યામ પ્રેમ પુજને-રાજ

વિજયા— ૧૮

પ્રેરા નિર્મળ પ્રિતે નિભાવો !
વ્હીશ શરણ ધરી નાથ ! તવ
હૃદય ઉર્મીથી વધાવુ દેશસેવા સંગ ધારૂ
મોહ્યુ મુજ મન મોહન ભાવે
કીર્તિ ઉજવળ જગે સુહાવો ! !—વ્હીશ
સંસારના સારસ બની સાથે રહીને ઉડશુ;
સ્વર્ગીય પ્રેમે પ્રાણ દેવા સ્નેહ સ્વપ્ના ભુલશુ,
જન્મભૂમિ કાજ લાગી લાજ જીવન ત્યાગશુ,
પરલોકમા પણ સાથ માતૃભુમિ મંગળ માગશુ,
છે હૃદયમા આત્મશક્તિ, ઉર વ્હેતી દેશ ભક્તિ
વિશ્વ પ્રેમી થઈ દેશ દીપાવો—વ્હીશ

સખીઓ— ૧૯

વીર ! સીધાવો રણવાટ ! શુરા સજી હથીયાર !!
વિજય ઘેલી વાટ જોતી વિરાંગનાઓ !!!
વીરહાક વીર ! સુણાય, ગગન ગાજતા જયનાદ !
વ્યોમે વરવા ઉભી અમરાંગના, જો !

સ્વાશ્રય શસ્ત્ર ધરો વીરા જુઝો રણે રણધીર
પાછળ પાય ન ધારશો, ગુમાવશો ના નીર
આત્મશ્રધ્ધા ધારી વિજય સમરમાં સીધાવજો
વિજય દેવી વરમાળા કંઠમાં ધરે
સુખ આશ ભોગ ત્યાગી જન્મભુમિને ઉજ્વળજો
અપ્સરાઓ સ્વર્ગે દિવ્ય ગાન કરે.—વીર

સખીઓ— ૨૦

અંતરમાં ઉપજતા ભાવો સખી સમજાય ન તારા
રે પ્રિય સખી સમજાય ન તારા

બદ્રુન્નિસા—

સમજુ વિણ સમજાવુ કોને અંતર દુઃખની જ્વાળા
રે સખી અંતર દુઃખની જ્વાળા

સખીઓ—

ઉર ધડકતું નાખી નીસાસા સદરાદ ગતિ ચાલે
ખીલતા જોબનના જવનથી ચિત્ત ચડવું મનોરથ મળે—રેસખી

બદ્રુન્નિસા—

દિલહર મનહર દેવ દીવાકર રમણીય પ્રિય રૂપાળા
રાજપુત પ્રિયતમ પતિ તનના જપુ તેની જપમાળા—રેસખી

સખીઓ—

ક્ષત્રી કુંવર એ પ્રિયતમ વર તું શાહ તણી શાહજાદી
નેવ તણા જળ મોભ ચડે વહે ઉલટી ગંગા શાથી?-રેસખી

બદ્રુન્નિસા—

પ્રેમ નદીનુ પુર વહે ત્યા ઉલટે પણી ઉતરવુ
જાત ભેદનો ખેદ ન કરતા તરવું કે પડી મરવું—રે સખી

બદ્રુન્નિસા— ૨૧

હું તો થઈ છુ વેગણ વ્હાલમની
લેહ લગી હવે એ દિલાવરની—હુ તો
ભુલી તનવેહ ધ્યાયો સ્નેહ ગતાયો સાધી છે
મીતની પ્રીત લગી હતી લગન લાગી છે.

પથ જોતી હવે રસીકાવરની હુંતો
આત્માના તાર પ્રીતમ એક કરી સાંધ્યા છે
અખડીતે એક લગન તાગ સાથ બાંધ્યા છે
પછી શી પરવા મને આલમની-હુંતો

**અંબેલી રણદુલે જીવો-** ૨૨

મીયા પ્રેમમે હૈ ડાલો હાથ
આવુ પ્રીય પ્યાગ હુ આપની સાથ- **મીયા**
દીલમે જીગરસે મે ચાહુંગા તુંજકો
જોતુ રખેગી સચ્ચા પ્યાર
પતી મળ્યો મને પુરો ગમાર
તમે સાચા દીલદાર દેદે પ્યાર
ખબરદાર (૩)

**અંબેલી જીવો-** ૨૩

ખબરદાર જો કોઈદીન કની વાઢા હારે વાત
ઘર છોડીને બહુ૨ ગર્માતા ગાનીશ એક લપડાક
પાડોશીના બૈરાં સાથે બેસવા દઉંછુ છુટ
એક પગપણ આવો દરશ તો થાશે સાથા કુટ
બેનીજ ઉભીથા (૪) હાથજોડ પગેપડ (૨)
સુધરીગઇ હાનાથ— ખબરદાર

**વિમળા—** ૨૪

**મોહન** મનમાન્યા લયો પિયુ પ્રેમ લહાવ,
યોવન ફુલવાડી ખીલી શી ગમાગી,
મધુપ રગ ખેલો રગીલી મગ **આજ-મોહન**
વિરહે વ્યાકુલ પ્રેમદા રાન્દેશ દમતો કાય
ભાન સાન ભુલી ભામિની મુગ્ધા તન મુઝાય
પ્રેમ બધે બાધી, સ્નાટ તાગે સાધી.
છો મમ જીવનહાર.
પરેમ છે ખરો, શકાન ધારો
રસિકમણી સાર, જીવન નયન તાગ
રમણી ઉર રેલો રસીક રતિરાજ—મોહન

જીવોભાઇ અને ચંબેલી— ૨૫

નારી પરણ્યા સુધરેલો ઘરમાં ગોટાળો ઘાલ્યો
આબાનો ડાળો રોપા પણ છે બાવળીઓ ફાલ્યો
ચુપચાપ રહેતુ મુરખ ઘરમાંથી જા ચાલ્યો
હુ છુ ધણીઆણી ઘરની પણ પરણેતર આજની
અરરર કમર મારી તુટે ડંડાથી માથુ ફુટે
ઓય બાપ હાય બાપ
એ બાપ તારાનુ રડા તે કપાવ્યુ આજે નાક

આયેષા— ૨૬

જીવન કુરબાન સદા તરા પર કલંકીત તે ગણાયુ છે.
જવા મુજ દેશ એ કાજે રજા દયો અર્જ મ્હારી છે.
ઉદાસી ઉંડી ઉર ભાની બની આ જીંદગી ખારી,
સ્વર્ગ સમ સુખ વૈભવ પણ છતા બેહાલ નારી છે
વિશુધ જીવન કનક કીર્તિ તણો ભાનુ જ્યા જળહળતો,
કલંક તિમિર દુર કરવા જવાની વાત ધારી છે—જીવન

## અંક ત્રીજો.

પ્રાણનાથપ્રભુ— ૨૭

નવીન કંઇ યુગ આવ્યો જણાય !!
નિર્બળ નિર્ધન સહુ નિ સહાય
હવે ઐક્ય વિના નહિ કો ઉપાય
નિશ્ચય થશે બુંદેલ ઉદ્ધાર !!—નવીન
બને એક કુસપી બુંદેલ નૃપાળ
સ્ફુરે આત્મભાન કરૂ બોધ પ્રચાર
અર્પુ પ્રકાશ ટાળુ અંધકાર !!—નવીન

બહુમિસા— ૨૮

ન સત્કાર્યા અતિથિ રાજ ! ચરણુસેવા ન ધારી મે !
નમન તુજ પાય નવ દીધુ ! સુમન અર્પ્યા ન સ્નેહીને !
આત્માની ઉંડી અભિલાષા, અણપુરી હૃદય આશા,
મનોરથ રસભર્યા મનના પ્રભુ ! કહો ક્યારે [illegible]
—ન સત્કાર્યા
અમુલખ પ્રેમરસની લહાણ, [illegible] માણશુ [illegible] !
ઝુલાશું નેહઝુલે સાથ, લઇશુ લહાવ એ ક્યારે !
—ન સત્કાર્યા.

કાફીકાવાલી— ૨૯

હાં હાકે યારી (૩) વેહુટ ખડીયાં
ઢીલ મેરા ડાચે વાલીયાં
રબ્બા તેરી હાં મેં હાથયાં
મુશકેલ કંકેનું આવીયાં
બાપડી પુછેકે ચીરાઈયાં
યત્તા તેરા ડાચી વાલીયાં—હા હાકે
મુતી રહે ગઈ સસી સે, જબલો, બાજ, ખરી,
ઢીલડી, ડોઈ, લી, ન, ઢસી.
પાવે ફેરાડા ચેવાલીયાં—હા હાકે
યાશં જાઈના અવેરે, બાવાં સદકે મંયતેરે
કી, આ ધરમેરે હીકો ફેરા ડાચે વાલીઆં—હાં હાકે

ધુન— ૩૦

પ્રભુ ! મ્હારો હતો તેવો ફરી ભારત બનાવી દયો ! !
અમારા રામને ગોતમ કનૈયો ભિષ્મને અર્જુન !
સતી સીતા સમા પ્યારા, અમારા રત્ન લાવી દયો !
ગઈ ક્યા બાણુ વિદ્યા ? ને ગયા પુષ્પક વિમાનો ક્યા !
ગયા રૂષી મહર્ષિ ક્યા ! ફરી અમને બતાવી દયો ; !
સદા સ્વાતંત્ર્ય શક્તિથી અમારી ડોલતી દિપ્તિ !
અમારી પુર્વની કીર્તિ, ગઈ ત્યાથી કઢાવી દયો !
અમારા વીર પુર્વજને, પુનર્જન્મો પ્રભુ ! આપી
અમારા વેદના વાક્યો, ફરી વિશ્વે વસાવી દયો ! !—પ્રભુ






